વિતાલી બિચ્ચાન્કી

# જંગલનાં નિવાસસ્થાન

ચિત્રો - માય મિતુરિચ
અનુવાદકો - અતુલ સવાણી
શ્રુતિ મહેતા






'રાદુગા' પ્રકાશન
મોસ્કો



પીપલ્સ બુક હાઉસ
ઘીકાંટા ચાર રસ્તા રીલીફ રોડ
અમદાવાદ - ૩૮૦૦૦૧

# અનુક્રમણિકા



# જંગલનાં નિવાસસ્થાન

ઉભા ઢાળવાળા ખડક ઉપરથી વહેતી નદીની ઉપર નાનાં નાનાં નદીનાં અબાબીલો છલાંગો મારતાં, એકબીજાનો પીછો કરતાં હતાં. તેમનો ઝીણી ચીચીયારીઓ અને કલરવ હવામાં ગૂંજતો હતો. તેઓ એકબીજાને પકડવાની રમત રમતાં હતાં.

એક નાનકડી અબાબીલ ખૂબ સ્ફૂર્તિલી હતી. આખા ઝુંડમાંથી કોઈપણ પક્ષી તેને પકડી શકતું નહોતું. તે હંમેશાં ડૂબકી મારીને કે પછી છલાંગ લગાવી છટકી જવામાં સફળ રહેતી.

જ્યારે જ્યારે કોઈપણ પક્ષી તે નાનકડી અબાબીલનો પીછો કરતું ત્યારે ત્યારે તે આમતેમ, જ્યાં ત્યાં, ઉપરનીચે ઊડવા માંડતી. એક પળ પણ રોકાયા વિના પોતાની પાંખો એટલી ઝડપથી ફફડાવતી કે પાણીમાં લહેરો ઊઠતી હતી.

ત્યાં જ અચાનક એક બાજ પક્ષી નીલ ગગનમાં ઊડતું દેખાયું. તેની વાંકી વળેલી પાંખોના પીંછા ફડફડતાં હવાનો તીક્ષ્ણ સર સર અવાજ આવતો હતો.

અબાબીલોનું ઝુંડ ભયગ્રસ્ત થઈ ગયું. તેઓ એકદમ છૂટાં છવાયાં થઈ ગયાં અને એક એક અબાબીલ જુદી જુદી દિશામાં ઊડી ગયું. ક્ષણભરમાં જ તેઓ બધાં જ ક્યાંય અદૃશ્ય થઈ ગયાં.



નાનકડી અબાબીલે એક વાર પણ પાછળ વળી જોયું નહિ. તે નદીની ઉપર ઊડી ગઈ હતી અને જેની આગળ જંગલ અને સરોવર હતાં.

બાજ પક્ષી તે બહુ જ ખતરનાક હતું. તેની સાથે રમત રમવી તે અઘરું કામ હતું.

નાનકડી અબાબીલમાં આગળ વધારે ઊડવાની શક્તિ ન રહી ત્યાં સુધી ઊડતી ને ઊડતી જ રહી. પછી તેણે પાછળ વળીને જોયું કે હવે કોઈપણ તેનો પીછો તો નહોતું કરતું. તેણે આમતેમ ચારે બાજુ જોયું કે તે તો એકદમ અજાણી જગ્યામાં આવી પહોંચી હતી. તેણે નીચે એક નદી જોઈ, પણ તે તેની પરિચિત નદી નહોતી. તેણે પહેલાં કદીયે આ નદી નહોતી જોઈ.

નાનકડી અબાબીલ ખૂબ જ ગભરાઈ ગઈ.

તેને પોતાના ઘરે પાછા જવાનો રસ્તો પણ યાદ નહોતો. અને તેમાં કંઈ આશ્ચર્ય પણ નથી, કારણ કે તે વખતે તે એટલી બધી તો ગભરાયેલી હતી કે તેણે તેના ચિહ્નો આજુબાજુ જોયાં જ નહોતાં.

બપોર ઘણી વીતી ગઈ હતી અને સાંજ પડવાની તૈયારી હતી. તે હવે શું કરતી?

તે ઊડીને નીચે ગઈ. નદીના કાંઠાની ઉપર બેસીને જોર જોરથી રડવા લાગી. ત્યાં જ અચાનક તેને કાળી ગરદનવાળાં નાનકડાં પીળા પક્ષીને ધૂળ ઉડાડતું-દોડતું આવતું જોયું.

નાનકડી અબાબીલ તેને જોઈને ખુશ થઈ ગઈ.

"મહેરબાની કરીને શું તું મને કહીશ કે મારે ઘરે કેવી રીતે જવું?" તેણે કહ્યું.

"તું ક્યાંથી આવી છે?"

"હું નથી જાણતી."

"જો તું જાણતી નથી કે તું ક્યાંથી આવી છે તો પછી તારું ઘર શોધવામાં તને ઘણો વખત લાગશે. સૂરજ હમણાં જ આથમી જશે અને પછી અંધારું થઈ જશે. તું શા માટે મારાં ઘરે જ નથી રોકાઈ જતી? મારું નામ પ્લોવર છે, અને હું નજીકમાં જ રહું છું."





પ્લોવર થોડાં ડગલાં દોડયું અને પોતાની ચાંચ ધૂળની તરફ ચીંધી. પછી તે પોતાનાં લાંબા પાતળા પગો નમાવી અને ઝૂલવા લાગ્યો અને કહ્યું:

"અહીં મારું ઘર છે. અંદર આવી જા!"

નાનકડી અબાબીલે જોવાનો ખૂબ જ પ્રયત્ન કર્યો, પણ ઘર જેવું કંઈ પણ તે જોઈ ન શકી. માત્ર તે જોઈ શકી હતી ધૂળ અને કાંકરાં.

"તું જોઈ નથી શકતી? અહીં, આ બાજુ, જ્યાં ઈંડાં છે."

છેવટે નાનકડી અબાબીલ જોઈ શકી કે કાંકરાંઓની વચ્ચે બિલકુલ ધૂળ ઉપર ચાર ટપકાંવાળાં ઈંડાં પડયાં હતાં.

"શું વાત છે? મારું ઘર તને ગમ્યું નહિ?"

નાનકડી અબાબીલને સમજણ નહોતી પડતી કે શું કહેવું, કારણ કે જો તે એમ કહેતી કે તે ઘર છે જ નહિ, તો પ્લોવરના દિલને ઠેસ લાગતી. તેથી તેણે કહ્યું :

"મને બિલકુલ ઉઘાડી હવામાં, ઠંડી રેતીમાં, જેને ઢાંકવા માટે કંઈ નથી એવા ઘરમાં સૂવાની ટેવ નથી."

"એ તો બહુ ખરાબ કહેવાય. ત્યાં દેવદારના વૃક્ષની ઘટામાં કબૂતરનું ઘર છે, ત્યાં પ્રયત્ન કર. તેનું ઘર ભોંયતળિયાવાળું છે. તું ત્યાં રાત વિતાવી શકીશ."

"બહુ આભાર," નાનકડી અબાબીલે કહ્યું અને દેવદારના વૃક્ષ તરફ ઊડી ગઈ. કબૂતરને શોધવામાં તેને કોઈ મુશ્કેલી ના પડી અને તેને કહ્યું કે તે પોતાના ઘરમાં તેને રાત વિતાવવા દે.

"સારું, જો તને અહીં ગમે તો."

વાસ્તવમાં તેના ઘરમાં માત્ર ભોંયતળિયું હતું. તેમાં ચાળણી જેટલાં છિદ્રો હતાં. તેણે માત્ર થોડી પાતળી ડાળખીઓ જ ડાળીઓની વચ્ચે ગોઠવી હતી.

ડાળખીઓ ઉપર સફેદ ઈંડાં હતાં, તમે તેમને નીચે જમીન ઉપર ઊભા રહીને તેના કાણાંઓમાંથી જોઈ શકતાં હતાં.

નાનકડી અબાબીલને આશ્ચર્ય થયું.

"અહીં તો માત્ર ભોંયતળિયું જ છે. તારા ઘરની ફરતે દીવાલો નથી. તું અહીં કેવી રીતે ઊંઘી શકે છે?"



"સારું, જો તું દીવાલોવાળું ઘર ઇચ્છતી હોય તો, સારું રહેશે કે તું ઓરિઓલના ઘરે પ્રયત્ન કર. હું માનું છું કે તે તને ગમશે."

કબૂતરે અબાબીલને તેનું સરનામું કહ્યું—ઉપવનમાંનું સૌથી સુંદર બર્ચ વૃક્ષ.

નાનકડી અબાબીલ બર્ચ ઉપવનની તરફ ઊડી ગઈ. તેને તો બધાં જ વૃક્ષો સુંદર દેખાતાં હતાં. ઓરિઓલના ઘરને શોધવામાં તેને ઘણી મુશ્કેલી પડી. છેવટે તેણે એક નાનકડી શાખા સાથે જોડાયેલું એક સુંદર નાનકડું ઘર જોયું. તે ઘણું જ આરામપ્રદ દેખાતું હતું અને બિલકુલ ગુલાબ જેવું દેખાતું હતું, જાણે કે ભૂરા કાગળના નાનાં નાનાં સુંદર ટુકડાઓમાંથી બનાવ્યું હોય!

"ઓરિઓલનું ઘર તો કેટલું બધું નાનું છે! ત્યાં તો મારા માટે બિલકુલ જગ્યા જ નથી," નાનકડી અબાબીલ મનમાં જ બોલી. તેમ છતાં તેણે બારણું ઠોકવાનો નિર્ણય કર્યો, તે જ ક્ષણે ભમરાઓનું ઝુંડ ગણગણાટ કરતું નાનકડાં ઘરમાંથી બહાર નીકળી આવ્યું. તેઓ તેની ફરતે વીંટળાઈ ગયાં અને ગુસ્સાથી ગણગણાટ કરવા લાગ્યાં. એમ લાગતું હતું કે જાણે હમણાં જ તે તેને ડંખ મારશે.

નાનકડી અબાબીલ જેટલી ઝપડથી ભાગી શકે તેટલી ઝડપથી ઘેરા લીલા પાંદડાઓ વચ્ચેથી ભાગી ગઈ.

ત્યાં જ અચાનક કંઈક સોનેરી અને કાળું કાળું ત્યાં ચમકતું દેખાયું. પછી નાનકડી અબાબીલ ઓળખી શકી કે એક ડાળી ઉપર કાળી પાંખોવાળું સોનેરી પક્ષી બેઠેલું હતું.

"તું ક્યાં જલ્દી જલ્દી ભાગી રહી છે, નાનકડી અબાબીલ?"

"હું ઓરિઓલના ઘરની શોધમાં છું."





"હું જ ઓરિઓલ છું. મારું ઘર અહીં જ છે. આ સુંદર બર્ચ વૃક્ષ ઉપર."

નાનકડી અબાબીલે તે જગ્યાએ જોયું. પણ ત્યાં માત્ર વૃક્ષનાં લીલાં પાંદડા તથા સફેદ ડાળીઓ સિવાય બીજું કંઈ જ ન જોઈ શકી. જ્યારે તેણે સારી રીતે જોઈ લીધું ત્યારે તે એકદમ વ્યાકુળ થઈ ગઈ.

ત્યાં, જમીનથી એટલે ઊંચે, એક નાનકડી શાખા સાથે ખાનાના આકારની એક છાબડી જેવું કંઈક જોડાયેલું હતું. રેસા, ઘાસ, ઊન અને વાળની લટો, અને બર્ચ વૃક્ષની પાતળી છાલના નાનાં નાનાં ટુકડાઓમાંથી ખૂબ જ સુંદર રીતે તેને બનાવવામાં આવ્યું હતું.

"ઓહ! હું તો કદીયે આવાં તકલાદી ઘરમાં રહી નથી! હવામાં આમતેમ ઝૂલતું માત્ર જ જોઈને મને તો ચક્કર આવે છે... એમ લાગે છે કે જાણે તે કોઈપણ ક્ષણે ધસી પડશે... તદુપરાંત, તેની ઉપર કોઈ છાપરું પણ નથી."

દુભાયેલા સોનેરી ઓરિઓલે કહ્યું: "તો પછી ચિફ્-ચૈફ્ના ઘરે જા. જો તને બહાર સૂવાની બીક લાગતી હોય તો કદાચ તને તેનો માળો ગમશે, કારણ કે તેને છાપરું છે."

નાનકડી અબાબીલ ચિફ્-ચૈફ્ના ઘરની તરફ નીકળી પડી.

પીળી ચિફ્-ચૈફ્ તે બર્ચ વૃક્ષની નજીક ઘાસમાં કે જ્યાં ઓરિઓલનું લટકતી છાબડી હતી, ત્યાં રહેતી હતી.

નાનકડી અબાબીલને તેનો માળો ગમ્યો: તે સૂકા ઘાસ અને લીલનું બનેલું હતું. "કેટલું આરામદાયક આ ઘર છે! તેને ભોંયતળિયું, દીવાલો તથા છાપરું છે અને તેમાં પીંછાની પથારી પણ છે. બિલકુલ અમારા ઘર જેવું જ છે."

ચિફ્-ચૈફ્ને સંગાથ મળવાથી ખૂબ ખુશ હતી. તે હજુ તો નાનકડી અબાબીલને



ક્યાં સૂઈ જવું તે કહેતી જ હતી ત્યાં જ જમીન થરથર ધ્રૂજવા લાગી. નાનકડી અબાબીલ ગભરાઈ ગઈ. તેણે પોતાનું માથું સીધું કર્યું અને ગરજતા અવાજને સાંભળવા લાગી, પણ ચિફ્-ચૈફે કહ્યું:

"તે તો માત્ર થોડાં ઘોડાઓ ઉપવનની તરફ પૂરપરાટ વેગે દોડી રહ્યાં છે."

"જો ઘોડાનો પગ છાપરા ઉપર પડે તો શું તે તૂટી જશે?"

ચિફ્-ચૈફે દુ:ખથી સહમતિ આપતાં માથું ધુણાવ્યું.

"ઓહ, આ તો ભયાનક જગ્યા છે!" નાનકડી અબાબીલે માળામાંથી બહાર છલાંગ લગાવી. "હરઘડી કોઈપણ ક્ષણે મોતને ઘાટ ઊતરી જવાની ચિંતા સાથે, હું તો કદાપિ અહીં આંખનું મટકું પણ ન મારી શકું. અમારું ઘર તો ઘણું સુરક્ષિત છે: કોઈપણ તમારી ઉપર ચઢી આવી ન શકે કે તમને જમીનધ્વસ્ત ન કરી શકે."





"કદાચ તારું ઘર ગ્રીબ પક્ષીના જેવું છે," ચિફ-ચૈફે કહ્યું: "તેનું ઘર ન તો ઝાડ ઉપર છે, કે જેથી હવા તેને વીંખી શકે, અને ન તો જમીન ઉપર છે કે જેથી કોઈપણ તેને કચડી નાંખે. શું તું ઇચ્છે છે કે હું તને ત્યાં લઈ જાઉં?"

"હા!"

અને તેથી તેઓ ગ્રીબ પક્ષીને શોધવા તળાવની તરફ ઊડી ગયાં.

ત્યાં, પાણીથી ઘેરાયેલાં પોલાં મલોખાંનાં નાનકડાં ટાપુ ઉપર મોટું માથાવાળું પક્ષી હતું. તેના માથાનાં પીંછા નાનકડા શિંગડા જેમ બહાર નીકળી આવેલાં હતાં.

ચિફ-ચૈફે નાનકડી અબાબીલથી વિદાય લીધી અને આ શિંગડાવાળા પક્ષીને તેને રાત ત્યાં વિતાવવા દેવાની વિનંતી કરવાનું કહ્યું.

નાનકડી અબાબીલ તળાવની વચ્ચોવચ્ચના ટાપુ તરફ ઊડી ગઈ. તેને તરતું જોઈને અબાબીલને આશ્ચર્ય થયું. તે સૂકાં પોલાં મલોખાંનો ઢગલો હતો કે જે પાણી ઉપર હાલતો ચાલતો હતો. ઢગલાની વચ્ચોવચ્ચ ખાંચો હતો. જે નરમ કળણ ઘાસથી ઢંકાયેલો હતો. તેના ઉપર ગ્રીબનાં ઈંડાં હતાં, જેને પાતળાં સૂખાં પોલાં મલોખાંથી ઢાંકી દીધેલાં હતાં.

ગ્રીબ પક્ષી આ તરતા ટાપુના એક કિનારા ઉપર બેઠું હતું, અને તળાવમાં, ટાપુ જાણે કે હોડી હોય તેમ, ચારે બાજુ સેર કરતું હતું.

નાનકડી અબાબીલે ગ્રીબ પક્ષીને કહ્યું કે તે પોતે રાત વિતાવવા માટે જગ્યાની શોધમાં છે. અને પૂછ્યું કે તે આ ટાપુ ઉપર રહી શકશે કે નહીં?

"તું પાણીનાં મોજાં ઉપર સૂવાથી ડરે છે?"

"પણ શું તું એક રાત માટે તેને કિનારે નહીં બાંધી શકે?"

"મારું ઘર એ હોડી નથી. હવા જ્યાં ખેંચી જાય ત્યાં તે ખેંચાઈ જાય છે, તેથી આપણે આખી રાત હાલતાં-ડોલતાં જ રહીશું."

"હું ખૂબ જ ગભરાઈ ગઈ છું... હું ઘરે જવા ઇચ્છું છું..."

ગ્રીબ પક્ષી ગુસ્સે ભરાયું. "હે ભગવાન! તું તો કંઈ ગાંડી નથી થઈ ગઈ! કોઈપણ વસ્તુથી તું ખુશ જ નથી થતી! સારું, તો પછી તું જા, અને પોતાની જાતે જ તારે જે જોઈતું હોય તે શોધી લે." અને નાનકડી અબાબીલનો પીછો કરવો મૂકી દીધો.

નાનકડી અબાબીલ ઊડી ગઈ. તે ખૂબ જ જોર જોરથી આંસુ વગર રડતી હતી કારણ કે પક્ષીઓ આંસુ વડે રડી ન શકે.

અંધારું વધારે ને વધારે વધતું જતું હતું. થોડી જ વારમાં તે એક ઘીચોઘીચ જંગલમાં પહોંચી અને મોટી ડાળીઓ ઉપર ઘર જોયું. તેની અંદર નરમ અને હૂંફાળી લીલ ઢંકાયેલી હતી.

"હું બિલકુલ આવી જ જગ્યાની શોધમાં હતી. તે મજબૂત છે અને તેને છાપરું પણ છે."





નાનકડી અબાબીલ તે મોટા ઘર તરફ ઊડી, પોતાની ચાંચ વડે દીવાલ ઉપર ટકોરા માર્યા અને દયામણા અવાજે કહ્યું : "શું તમે મને એક રાત માટે અંદર રહેવા દેશો ?"

ત્યાં જ અચાનક બરછટ વાળવાળી મૂછો અને પીળા દાંતો વાળું બદામી રંગનું ભયાનક માથું દેખાયું. આ રાક્ષસી પ્રાણી ગર્જ્યું :

"ક્યારથી વળી પક્ષીઓએ અડધી રાતે ખિસકોલીઓનાં ઘરનાં બારણાં ઠોકી અંદર આવવાની માંગણી કરવાનું શરૂ કર્યું ?"

બિચારી નાનકડી અબાબીલ તો ભયના કારણે અધમોઈ જ થઈ ગઈ. તેનું તો લોહી જ થીજી ગયું. ત્યાંથી તે છલાંગ લગાવી, જંગલ ઉપર ખૂબ ઊંચે ઊંચે ઊડી ગઈ. તે જેટલી ઝડપથી ઊડી શકતી હતી તેટલી ઝડપથી ઊડી ગઈ અને પાછું વળીને જોયું પણ નહિ.

તેનામાં જ્યાં સુધી ઊડવાની શક્તિ હતી ત્યાં સુધી ઊડતી ને ઊડતી જ રહી.

તેણે પાછળ વળીને જોયું: કોઈપણ તેનો પીછો તો નહોતું કરતું. તેણે નીચે જોયું અને ત્યાં નદી જોઈ. તે તેની પોતાની જ પ્રિય નદી હતી!

તે સીધી નીચે નદી તરફ વળી. જેવી તે તેની સપાટી ઉપર પહોંચી કે ફરીથી તે સીધા ઢોળાવવાળા ખડકના કિનારા તરફ ઊડી ગઈ.

અને ત્યાં પછી તે અદૃશ્ય થઈ ગઈ.

ખડકની બાજુઓમાં જ્યાં ત્યાં છિદ્રો હતાં એક છિદ્રમાં અબાબીલનો માળો હતો. નાનકડી અબાબીલ આમાંનાં જ એક છિદ્રમાં અદૃશ્ય થઈ ગઈ હતી. તે એકદમ ઝડપથી તેમાં ધસી ગઈ અને ખૂબ ખૂબ સાંકડા બોગદામાં દોડી ગઈ. જ્યારે તે બોગદાના બીજા છેડે પહોંચી ત્યારે તે એક વિશાળ ગુફામાં સ્ફૂર્તિથી ગોળગોળ ઊડવા લાગી.

ત્યાં તેની મા તેની રાહ જોતી હતી.

થાકેલી-પાકેલી નાનકડી અબાબીલ પોતાની સૂકાં ઘાસ, ઘોડાના વાળ અને પીંછાની બનેલી નરમ અને હૂંફાળી પથારી ઉપર તે રાત્રે આરામથી ઊંઘી ગઈ.

શુભરાત્રિ!





# લાલ ટેકરી

ચિરપ એ લાલ માથાવાળો નાનકડો ચકલો હતો. જ્યારે તે એક વર્ષનો થઈ ગયો ત્યારે એક ચિરપી સાથે તેણે લગ્ન કર્યાં અને પોતાનું ઘર બનાવવાનો નિશ્ચય કર્યો.

"પણ વ્હાલા, આપણે આપણો માળો ક્યાં બાંધીશું?" ચિરપીએ પોતાના ચકલાને પૂછ્યું. "આપણાં બગીચાનાં તો બધાં જ પોલાણો ભરાયેલાં છે."

"બહુ નાની વાત છે!" ચિરપે પણ ચકલાની જ ભાષામાં જવાબ આપ્યો. "આપણે આપણાં પડોશીઓને બહાર ધકેલી મૂકીશું અને તેમનાં પોલાણ લઈ લઈશું."

આ મોકે ચિરપને લડવાનું અને કૂદવાનું મન થતું હતું કારણ કે તે ચિરપીને બતાવવા માંગતો હતો કે પોતે કેટલો બહાદુર હતો. અને તેની શરમાળ નાની પત્ની તેને રોકે તે પહેલાં જ, તે મોટા ઍશ ઝાડ તરફ ધસી ગયો, જ્યાં બીજાં નાનાં ચકલાંઓના પોલાણ ઉપર કબજો જમાવ્યો હતો.

માલિક ઘરમાં નહોતો, અને ચિરપે મનમાં જ વિચાર્યું: "હું આ પોલાણની અંદર જતો રહીશ અને જ્યારે તેનો માલિક પાછો આવશે ત્યારે હું ચીસો પાડવાનું શરૂ કરીશ કે તે મારા ઘરને પચાવી પાડવાનો પ્રયત્ન કરે છે. બીજાં મોટાં ચકલાંઓ ઊડતાં ઊડતાં આવશે, અને અમે ભેગાં મળી તેને ભગાડી મૂકીશું!"

તે બિલકુલ જ ભૂલી ગયો હતો કે તેનો પડોશી પણ પરણેલો હતો અને તેની પત્ની તેઓના માળા ઉપર પાંચ દિવસોથી કામ કરતી હતી.

ચિરપે પોતાનું માથું છિદ્રમાં ઘોંચ્યું, અને તેની સાથે જ તેના નાક ઉપર ખૂબ જ દર્દનાક ચંચુપ્રહાર પડ્યો. તે એકદમ પાછો ઊછળ્યો. અને ત્યાં જ ઘરનો માલિક પોતે જ પાછળથી તેના ઉપર હુમલો કરી રહ્યો હતો. મોટી બૂમરાણ સાથે તેઓ હવામાં સામસામાં અથડાયાં નીચે પડી ગયાં અને ખાઈમાં ગબડી ગયાં.

ચિરપ એ તો મહાન યોદ્ધા હતો અને તેનો વિરોધી તો પહેલાં જ નબળો હતો.

અવાજનાં કારણે આખાં બગીચાનાં બધાં જ મોટાં ચકલાંઓ એકઠાં થઈ ગયાં. તેઓને સાચું-ખોટું ઓળખવામાં લાંબો સમય ન લાગ્યો, અને બધાંએ ભેગાં મળી ચિરપને એટલો તો સખત માર માર્યો કે તે બિચારો મહામુશ્કેલીથી તેમનાથી પીછો છોડાવી ભાગી શક્યો અને પોતાની પત્ની પાસે ગયો.

તે ઝાડીઝાંખરની ઘટાઓમાં, કે જ્યાં પહેલાં કદીયે નહોતો ગયો, ત્યાં આવ્યો. તેના આખા શરીરમાં વેદના થતી હતી.

ચિરપી તેની બાજુમાં જ બેઠી હતી. અને ગરીબડી બિચારી ખૂબ જ ગભરાયેલી દેખાતી હતી.

"ચિરપ, વ્હાલા ચિરપ, હવે કદીયે આપણે આપણાં બગીચામાં પાછા નહીં



જઈ શકીએ!" તે એટલાં તો તૂટેલાં રડમસ અવાજે બોલી હતી કે ચિરપનાં ચોક્કસપણે આંસુ ધસી આવ્યાં હોત, જો ચકલાં રડી શકતાં હોત તો. "આપણે આપણાં નાનકડાં ઈંડાંને સેવવાં હવે ક્યાં જઈશું?"

તે ખૂબ જ સારી રીતે જાણતો હતો કે હવેથી તેણે મોટાં ચકલાંઓની નજરથી દૂર જ રહેવું જોઈએ, નહીં તો તેઓ તેને મારી જ નાંખશે. તેમ છતાં, પોતે ગભરાયેલો છે તેમ ચિરપીને બતાવવા નહોતો ઈચ્છતો. અને તેથી તે પોતાની ચાંચ વડે તેનાં અસ્તવ્યસ્ત પીંછાને સીધાં કરવા લાગ્યો, પોતાની હિમ્મત એકઠી કરી, અને એ જ પોતાનાં જૂનાં લાપરવાઈ ભર્યાં અંદાજમાં કહ્યું:

"બહુ નાની વાત છે! આપણે આપણી જાતે જ બીજી અને વધારે સારી જગ્યા શોધી કાઢીશું!"

અને તેઓ રહેવા માટે નવી જગ્યાની શોધમાં નીકળી પડયાં.

ઝાડીઓની બિલકુલ પાછળ ઉલ્લાસી અને વાદળી નદી હતી. સામેની બાજુના કિનારે લાલ નરમ ચીકણી માટી તથા રેતીની બનેલી એકદમ સીધા ઢોળાવવાળી ટેકરી દેખાતી હતી. આ ટેકરીનાં શિખરની નજીક ઘણાં બધાં નાનાં નાનાં છિદ્રો તથા બખોલો હતી. મોટાં છિદ્રોની સામે કાગડા અને કેસ્ટ્રલ બાજનાં જોડાં બેઠેલાં હતાં અને નાનાં છિદ્રોમાંથી અબાબીલો આવ-જા કરતાં હતાં.

"જો, જો, તેઓ કેવી મજા કરે છે," આમતેમ ભાગતાં હરીફાઈ કરતાં અબાબીલોનાં ઝુંડની તરફ ચીંધતાં ચિરપી બોલી. "આપણે આપણો પણ માળો અહીં જ બાંધીએ."

ચિરપે આશંકાથી કાગડા અને કેસ્ટ્રલ બાજની તરફ નજર નાંખી. "અબાબીલો માટે તો તે બરાબર છે, તેઓ પોતાનો માળો ધૂળમાં પોતાની મેળે જ ખોદી લે છે. અને હું શું કરી શકીશ? બીજાનો માળો પચાવી પાડવા લડાઈ શરૂ કરીશ?" વિચારમાત્રથી જ તેના આખા શરીરમાં ફરીથી વેદના થવા લાગી.

"ના, મને અહીં નથી ગમતું," તેણે કહ્યું. "અહીં ખૂબ જ ઘોંઘાટ છે."

અને તેઓ આગળ ઊડયાં.

હવે તેઓ એક વૃક્ષવાટિકામાં પહોંચ્યાં. આ વૃક્ષવાટિકાની પાર તેઓએ એક ઝૂંપડી અને કોઠાર જોયાં.

ચિરપ અને ચિરપી કોઠારનાં છાપરાં ઉપર ઊતર્યાં. ચિરપે સૌથી પહેલાં આમતેમ જોયું અને નિરીક્ષણ કર્યું કે ત્યાં ન તો કોઈ અબાબીલો હતી કે ન તો કોઈ ચકલાં હતાં.

"અહીં રહેવામાં મજા આવશે!" ચિરપે ખુશ થતાં કહ્યું: "જો પેલાં દાણાં

અને ટુકડાં આખા વાડામાં વિખરાયેલાં છે? અહીં આપણે એકલાં જ છીએ, અને બીજા કોઈને અંદર આવવા પણ નહીં દઈએ."

"અરે, ચિરપ, ત્યાં પેલા ભયાનક રાક્ષસની તરફ જો, પેલી ડ્યોઢી ઉપર!" ચિરપીએ ભયભીત થઈ તેના કાનમાં કહ્યું.

તે હલકા લાલ રંગનો રાક્ષસ—બિલાડો હતો. સાચે જ તે ડ્યોઢી ઉપર ઊંઘતો હતો.

"એમાં શું છે?!" ચિરપે બહાદુરીથી કહ્યું. "તે વળી આપણને શું નુક્સાન પહોંચડશે? મને જો! હું હમણાં જ તેને ભગાડી દઉં છું!"

તે છાપરાં પરથી કૂદ્યો અને બિલકુલ બેપરવાઈથી સીધો રાક્ષસની તરફ ગયો. ચિરપી ભયના કારણે એકદમ ચીસ પાડી ઊઠી.

બિલાડાને આશ્ચર્યથી જોતાં, ચિરપે બિલકુલ બિલાડાના નાક નીચેથી ખૂબ જ



કુશળતાથી રોટલીના ટુકડો ખૂંચવી લીધો, અને ફરીથી પાછો છાપરા ઉપર આવી ગયો.

બિલાડો હાલ્યો પણ નહિ, માત્ર એક આંખ ઉઘાડી અને એ ઉદ્ધત ચકલાને ઝીણી આંખે જોયો.

"તેં મને જોયો? અને તું બી ગયો!" ચિરપે એકદમ અકડાઈથી કહ્યું.

ચિરપી ઝઘડવા નહોતી ઇચ્છતી, અને તેઓ બંને ભેગાં મળીને ત્યાં માળો બાંધવા માટે સારી જગ્યા શોધવા લાગ્યાં. છાપરાનાં નેવાંની લાંબી ચિરાડાની નીચેની જગ્યા તેઓએ પસંદ કરી, અને તેઓ કામે લાગી ગયાં. સૌથી પહેલાં તો ઘાસનાં નાનાં નાનાં આકર્ષક તણખલાં, પછી ઘોડાનાં વાળા અને નીચે પીંછા એકઠાં કર્યાં.

અઠવાડિયા કરતાં પણ ઓછા સમય પછી ચિરપીએ પોતાનું પહેલું ઈંડું મૂક્યું કે જે ભૂખરા-ગુલાબી રંગનાં ટપકાંવાળું હતું. ચિરપ એટલો બધો તો ખુશ થયો હતો કે તેણે પોતાની પત્ની માટે પોતાની જાતે જ એક ગીત બનાવ્યું:





ચીં-ચીં, ચિરપી, ચિરપ!
ચિરપી, ચિરપ,
ચીં-ચીં-ચીં!

શબ્દોનો કોઈ અર્થ નથી, પણ જ્યારે વાડની આગળ કૂદતું કૂદતું કોઈ જતું હોય ત્યારે ગાવા માટે આ ગીત સુંદર હતું.

જ્યારે ચિરપીના માળામાં છ ઈંડાં થઈ ગયાં ત્યારે તે તેમને સેવવા બેઠી.

ચિરપ પોતાની પત્ની માટે જીવડાં અને માખીઓ એકઠી કરવા ઊડી ગયો કારણ કે તેને હવે નરમ અને પૌષ્ટિક ખોરાકની જરૂરત હતી. તેને ઘણો લાંબો સમય લાગ્યો અને ચિરપીએ બહાર જોવા માટે ડોકિયું કાઢ્યું કે તે આવતો તો નહોતો.

જે ક્ષણે તેણે ચિરાડમાંથી પોતાનું નાક બહાર કાઢ્યું તે જ પળે એક બહુ મોટા અણીદાર નખોવાળો પંજો તેના ઉપર પડ્યો. ચિરપી અમળાઈને બહાર ફેંકાઈ ગઈ, અને આખો ને આખો પીંછાનો ઢગલો બિલાડાના પંજામાં આવી ગયો. કેવો ઘોર અપરાધ!

બિલાડાએ તેની તરફ કરડી આંખે જોયું, પોતાનો પંજો ચિરાડ ઉપર માર્યો અને આખા માળાને પીંખી નાંખ્યો. ચિરપીનો ચિત્કાર વ્યર્થ ગયો, ચિરપનું બિલાડા

ઉપર ધસવું પણ વ્યર્થ ગયું — કોઈપણ તેમની મદદે ન આવ્યું. લૂંટારો ચૂપચાપ છએ છ ઈંડાં ખાઈ ગયો. ખાલી માળો હવાની સાથે ક્યાંય જમીન પર ઊડી ગયો.

તે જ દિવસે, ચિરપ અને ચિરપીએ હંમેશાં માટે તે કોઠાર છોડી દીધો. બિલાડાની પહોંચથી દૂર દૂર એક ઉપવનમાં તેઓ ચાલ્યાં ગયાં.

સદ્‌ભાગ્યે તેઓને ત્યાં એક ઝાડની બખોલ ખાલી મળી ગઈ. એક વાર ફરીથી તેઓએ ઘાસનાં તણખલાંનાં ટુકડાં અને પીંછાં એકઠાં કરવાનું શરૂ કર્યું. આખા અઠવાડિયાનાં અથાગ પરિશ્રમ પછી એક નવો માળો બાંધ્યો.

તેમના પડોશીઓ હતાં — શ્રીમાન અને શ્રીમતી ફિંચ, શ્રીમાન અને શ્રીમતી મક્ષિગ્રાહી, અને શ્રીમાન અને શ્રીમતી ગોલ્ડ-ફિંચ. દરેક જોડાનું પોતાનું ઘર હતું, બધાં માટે ખૂબ ખાવાનું હતું. તેમ છતાં ચિરપ તેમની સાથે ઝઘડતો હતો — સાચું પૂછો તો કોઈપણ કારણ ન હતું, પણ માત્ર તેનો ઝઘડાળુ સ્વભાવ અને બીજું તે બધાંને બતાવવા ઈચ્છતો હતો કે પોતે કેટલો શક્તિશાળી અને બહાદુર હતો.





ગમે તેમ હોય પણ, ફિંચ ચિરપ કરતાં વધારે શક્તિશાળી સાબિત થયો અને તેણે ચિરપને સારો એવો પાઠ ભણાવ્યો. હવે ચિરપ ધ્યાનથી રહેતો હતો: તે કદી લડવાની શરૂઆત ન કરતો અને જ્યારે તેના પડોશીઓમાંથી કોઈ ત્યાંથી ઊડતું પસાર થતું ત્યારે માત્ર પોતાની પાંખો ફફડાવતો અને કંઈક નફ્ટાઈથી બૂમો પાડતો. આનાથી તેઓ ગુસ્સે થતાં નહીં, કારણ કે તેઓ પોતે જ બીજાં પક્ષીઓની સામે પોતાની શક્તિ અને બહાદુરીની તેવી જ રીતે બડાશ હાંકતાં હતાં.

સૌથી પહેલી ચેતવણી ફિંચે આપી. જોકે તે ચકલાંઓથી તો ખૂબ જ દૂર રહેતો હતો, તેમ છતાં ચિરપે તેની ચતેવણી આપતી મોટી બૂમરાણ સાંભળી: રીમ-પીંક-પીંક! રીમ-પીંક-પીંક!

"ચિરપી, જલ્દી અહીં આવ!" તે બરાડયો. "ફિંચની ચેતવણી સાંભળ— અહીં કોઈ ભય છે!"

ખરેખર, કોઈ ભય તેમની તરફ ચુપકીદીથી આવતો હતો. હવે ગોલ્ડ-ફિંચ પણ સાવધાન થઈ ગયો અને તેના પછી મક્ષિગ્રાહી. જો મક્ષિગ્રાહી દુશ્માનને જોઈ શકતું હતું તો તેનો અર્થ એ હતો કે તે ખૂબ જ નજીક હતી કારણ કે તેનું ઘર ચિરપના ઘરથી માત્ર ચાર ઝાડ જેટલું જ દૂર હતું.

ચિરપી ઝાડની બખોલમાંથી બહાર ઊડી આવી અને ડાળી ઉપર પોતાના પતિની સાથે બેસી ગઈ. તેમનાં પડોશીઓએ તેમને ભયનો સામનો કરવા ચેતવ્યાં, અને તેઓ પોતે પણ જે કંઈ પણ આવી રહ્યું હતું તેનો સામનો કરવા તૈયાર હતાં.

તેઓએ ઝાડીઓનાં રુવાંટીદાર હલકા લાલ રંગની ચામડીનો ફડફડાટ પકડી પાડ્યો, અને ત્યાં જ તેમનો જીવલેણ દુશ્મન — બિલાડો — તેમની સામે આવ્યો. બિલાડાએ જોયું કે ચકલાંઓને તેમનાં પડોશીઓએ સાવધાન કરી દીધાં હતાં, અને તેથી તે ચિરપીને તેના માળામાંથી પકડી નહીં શકે. તે ખૂબ જ ગુસ્સે થયો.

ત્યાં જ અચાનક તેની પૂંછડીનો છેડો ઘાસમાં આપોઆપ ફડકવા લાગ્યો, અને ચિરાડામાં પોતાની આંખો ઝીણી કરીને જોયું. બિલાડાએ ચોક્કસ તેમની ઝાડની બખોલો જોઈ હશે. ગમે તેમ હોય, પણ ચકલાંનાં છ ઈંડાં નાસ્તા માટે ખોટાં નહોતાં. તેણે પોતાનાં હોઠ ચાટયાં, ઝાડ ઉપર ચઢી ગયો અને બખોલમાં પહોંચી ગયો.

ચિરપ અને ચિરપીએ આખા ઉપવનમાં સાંભળી શકાય તેવી જોરથી ચીસ પાડી. ફરીથી કોઈપણ તેમની મદદે ન આવ્યું. ભયથી ચીસો પાડતાં, તેમનાં પડોશીઓ





પણ પોતાનાં માળામાં જ ભરાઈ રહ્યાં. દરેક યુગલ પોતાના જ ઘરની સલામતી માટે ચિંતાતુર હતાં.

બિલાડાએ માળામાં પંજા માર્યાં અને તેને બહાર ખેંચી કાઢ્યો.

પણ આ વખતે તે બહુ વહેલો આવ્યો હતો: હજુ સુધી ચિરપીએ કોઈ ઈંડાં નહોતાં મૂક્યાં.

એક પણ ઈંડું ન દેખાતાં, ખીજે ભરાઈને તેણે માળો નીચે ફેંકી દીધો અને તે પોતે પણ જમીન ઉપર સરકી આવ્યો. જેવો તે દૂર ગયો કે તરત જ ચકલાં તેની તરફ ચીં-ચીં કરવા માંડયાં.

જ્યારે તે ઝાડીઓ પાસે આવ્યો ત્યારે તે રોકાઈ ગયો, પાછો ફર્યો, અને તેણે નજર ફેરવી કે જાણે કહેતી હોય:

"માત્ર તમે થોડી રાહ જુઓ, મારાં વ્હાલાં પક્ષીઓ, માત્ર થોડી રાહ જુઓ! હજુ પણ હું તમને પકડી પાડીશ. તમને જ્યાં પણ ઠીક લાગે ત્યાં નવો માળો બાંધો, તમારાં બચ્ચાંને સેવો, અને હું કોઈપણ રીતે આવી પહોંચીશ અને તેમને બધાંને ખાઈ જઈશ, અને વધારે સારું એ થશે કે તમને પણ સાથે સાથે હડપ કરી જાઉં!" એણે એટલો તો ગુસ્સાથી છીંકોટો માર્યો કે ચિરપી તો ધ્રૂજી જ ઊઠી.

બિલાડો જતો રહ્યો, અને ચિરપ-ચિરપી પોતાનાં વિંખાયેલાં માળા પાસે દુઃખ કરતાં રહી ગયાં.

"ચિરપ, મને ખાતરી છે કે થોડાં જ દિવસોનાં સમયમાં હું ઈંડાં મૂકીશ," છેવટે ચિરપી બોલી. "આપણે ઝડપથી જવું જોઈએ અને ક્યાંક નદી પાર રહેવા

માટે જગ્યા શોધીએ. ત્યાં આપણે બિલાડાથી બચી શકીશું."

તે નહોતી જાણતી કે નદી ઉપર પુલ પણ હતો, અને બિલાડો ઘણી વખત ત્યાં પણ જતો હતો. ચિરપ પણ આ નહોતો જાણતો.

"ચાલો, આપણે જઈએ," તેણે કહ્યું.

અને તેઓ ઊડી ગયાં.

થોડી જ વારમાં તેઓ લાલ ટેકરી પાસે આવ્યાં.

"આવો અને અમારી સાથે રહો!" અબાબીલોએ ચકલાંઓને પોતાની ભાષામાં બૂમ પાડી કહ્યું. "અમારો સમુદાય ખૂબ જ આનંદી અને નિખાલસ છે!"

"એ તો તમે કહો છો, પણ હું શરત મારું છું કે તમે અમારી સાથે લડવાનું જ શરૂ કરી દેશો!" ચિરપે ખિન્નતાથી કહ્યું.

"અમે શા માટે લડીશું?" અબાબીલોએ જવાબ આપ્યો. "અહીં બધાં જ



માટે પૂરતાં પ્રમાણમાં નાનાં જીવડાં છે, અને અહીં લાલ ટેકરી ઉપર ઘણી બધી બખોલો પણ ખાલી છે, માત્ર તમારી પસંદનું એક લઈ લો!"

"અને કેસ્ટ્રલ બાજો વિષે શું? અને કાગડાઓ પણ?" ચિરપે આગળ કહ્યું.

"કેસ્ટ્રલ બાજો ખેતરાંમાંથી ખડમકડી અને ઊંદરો પકડીને ખાય છે. તેઓ અમારી પરવા નથી કરતાં. અમે બધાં સારાં મિત્રો છીએ."

"આપણે બધે જ ગયાં, ચિરપ, પણ આના કરતાં વધારે સારી જગ્યા ક્યાંય નથી જોઈ," ચિરપીએ કહ્યું. "આપણે અહીં જ રહીએ."

"એમ, તો પછી સારું," ચિરપે કહ્યું, "ચાલો અંદર. આપણે પ્રયત્ન કરીએ અને જોઈએ કે કેટલીક ખાલી બખોલો છે અને કોઈપણ આપણી સાથે ઝઘડવા ન આવે."

તેઓ કિનારા તરફ ઊડી ગયાં અને, સાચે જ, કોઈએ પણ હેરાન ન કર્યાં—ન તો કેસ્ટ્રલ બાજ, ન તો કાગડાઓ.

તેઓ ખાલી બખોલોની શોધમાં નીકળ્યાં, અને તેમની પસંદનાં બે મળ્યાં—તેઓ બહુ ઊંડા નહોતાં, અને પહોળા ઉઘાડવાળાં હતાં.

તેમાંથી એકમાં તેઓએ માળો બાંધ્યો, કે જ્યાં ચિરપી પોતાનાં ઈંડાં સેવી શકતી હતી અને બીજામાં, કે જે તેની બિલકુલ બાજુમાં જ હતું, જ્યાં ચિરપ રાત્રે સૂઈ શકે.

અબાબીલો, કાગડાઓ અને કેસ્ટ્રલ બાજોએ બહુ પહેલાં જ તેમનાં ઈંડાં સેવ્યાં હતાં. એકલી ચિરપી જ હજુ સુધી પોતાના અંધારિયા માળામાં ઈંડાં સેવી રહી હતી. ચિરપ સવારથી સાંજ સુધી ચિરપી માટે સારું સારું ખાવાનું લાવવામાં વ્યસ્ત હતો.

પખવાડિયું વીતી ગયું. બિલાડો ક્યાંય ન દેખાયો, અને ચકલાં પણ તેને ભૂલી જ ગયાં.

ચિરપ બચ્ચાં સેવાવાની રાહ નહોતો જોઈ શકતો. ચિરપી માટે જ્યારે જ્યારે જીવડું કે માખી લાવતો ત્યારે ત્યારે દરેક વખતે તે પૂછતો:

"હજુ સુધી હાલ્યાં પણ નથી?"

"ના, હજુ સુધી તો નહીં."

"શું હજુ વધારે લાંબો સમય લાગશે?"

"ના, બસ થોડો જ સમય," ચિરપી ધીરજથી જવાબ આપતી.

અને પછી, એક સવારે, ચિરપીએ ચિરપને માળામાંથી બૂમ પાડી:

"જલ્દી અહીં આવ! એક ઈંડામાંથી અવાજ આવે છે!"



ચિરપ ઊડતો ઊડતો આવ્યો. એક ઈંડામાંનું બચ્ચું પોતાની નિર્બળ નાની ચાંચ વડે ઈંડાનાં કવચને ઠોકી રહ્યું હતું. અવાજ બહુ જ ધીમો હતો, પણ તેણે તે સાંભળ્યો.

ચિરપીએ કેટલીક જગ્યાએથી કવચ તોડી પોતાનાં બચ્ચાંને મદદ કરી.

કામ પૂરું કરવામાં તેને થોડોક સમય લાગ્યો, અને હવે તે ઈંડામાંથી દેખાતું હતું—જે એકદમ નાજુક, આંખો મીંચેલું તથા એકદમ પાતળી ડોક ઉપર મોટું માથું ડોલાવતું હતું.

"કેવું હાસ્યાસ્પદ લાગે છે!" ચિરપ આશ્ચર્યમાં બોલી ઊઠ્યો.

"તે બિલકુલ હાસ્યાસ્પદ નથી." લાગણીવશ થઈ ચિરપીએ કહ્યું. "તે તો ખૂબ જ સુંદર બચ્ચું છે. પોતાની જાતને ઉપયોગી બનાવ અને પેલાં ઈંડાંનાં છિલકાંને તું માળાથી જેટલી દૂર સુધી ફેંકી શકે તેટલી દૂર ફેંકી આવ."

જેટલી વારમાં ચિરપ પાછો આવ્યો, તેટલી વારમાં બીજું બચ્ચું સેવાઈ ગયું હતું અને બીજા એકે ઠોકવાનું શરૂ કર્યું હતું.

બિલકુલ તે જ કિમતી ક્ષણે લાલ ટેકરી ઉપર ખળભળાટ મચી ગયો.

ચકલાંઓએ તેમના માળામાંથી અબાબીલોની તીવ્ર બૂમરાણ સાંભળી.

ચિરપ બહાર કૂદી આવ્યો અને એક જ ક્ષણમાં ભયજનક સમાચાર લઈને પાછો ફર્યો કે બિલાડો કિનારા તરફ આગળ વધી રહ્યો હતો.

"તે મને જોઈ ગયો!" ચિરપ બૂમ પાડી ઊઠ્યો. "પળવારમાં જ તે અહીં પહોંચી જશે, અને આપણાં બચ્ચાંની સાથે સાથે આપણને પણ પચાવી જશે. જલ્દી કર, આપણે અહીંથી ઊડી જઈએ!"

"હું આવતી નથી," ચિરપીએ ઉદાસ અવાજે કહ્યું. "હું મારાં બચ્ચાંઓને નહીં છોડી શકું. જે પણ થવાનું હોય તે થાય."



તેણે ચિરપની બૂમો બિલકુલ ન સાંભળી, અને બિલકુલ હાલી-ચાલી પણ નહિ.

અને પછી ચિરપ તેમની બખોલમાંથી બહાર ઊડી ગયો અને ગાંડાની જેમ દુશ્મન ઉપર તૂટી પડયો. પણ તેમ છતાંય બિલાડો કિનારા તરફ ઘસડાતો રહ્યો. બિલકુલ તેના માથા ઉપર જ અબાબીલો ગુસ્સાથી ઘેરાઈ વળી, કાગડાઓ તથા કેસ્ટ્રલ બાજો પણ તેમની સાથે જોડાઈ ગયાં, પણ બિલાડો ઝડપથી પહાડ ઉપર પહોંચી ગયો અને ચકલાંઓનાં માળાની બખોલને પોતાના સકંજામાં લઈ લીધી.

તેણે હવે માત્ર પોતાનો આગળનો પંજો જ તેના તરફ મારવાની વાર હતી અને તેની સાથે જ ચિરપી, બચ્ચાં અને ઈંડાં માળામાંથી બહાર ખેંચાઈ આવવામાં હતાં.

અને બીજી બાજુ એક કેસ્ટ્રલ બાજે તેની પૂંછડી ચાંચમાં દબાવી દીધી અને બીજાએ તેના માથા ઉપર જોરથી ચંચુપ્રહાર કર્યો, જ્યારે બે કાગડાઓ તેની પીઠ ઉપર માર્યું.

બિલાડો દર્દના કારણે ચીસ પાડી ઊઠયો. પોતાના આગળનાં પંજાથી પક્ષીઓને પકડવા કૂદ્યો, પણ તેઓ તેનાથી બચવા નીચે નમી ગયાં, અને તેની સાથે જ બિલાડો નીચે ગબડી ગયો. ત્યાં તેને આધાર માટે કંઈ પણ નહોતું. વધારે ને વધારે ઝડપથી ધૂળની સાથે નીચે ગબડતો જતો હતો.

સીધા ઢોળાવવાળી ટેકરી ઉપરથી ધસી જતા લાલ ધૂળનાં ગોટાઓમાં ગબડતાં બિલાડાને પક્ષીઓ જોઈ ન શક્યાં. છપ છપ! જ્યારે ધૂળનાં ગોટાં દૂર થઈ ગયાં, ત્યારે તેઓએ જોયું કે બિલાડાનું ભીનું માથું નદીની વચ્ચે ગબડતું હતું, ચિરપ તેની પાછળ પાછળ ઊડતો હતો અને તેને ચાંચો મારતો હતો.

બિલાડો સામેના કિનારા તરફ તરીને ગયો અને બહાર કૂદી આવ્યો. ચિરપ ફરીથી તેના ઉપર જ હતો, તેને કદીયે એકલો નહોતો મૂક્યો. બિલાડો એટલો બધો તો ગભરાઈ ગયો હતો કે, તેણે ચકલાંને પચાવી પાડવાની હિમ્મત ન કરી અને પોતાની ભીની પૂંછડી છોડાવી, પૂરપાટ વેગે ઘરની તરફ દોડી ગયો.

ત્યાર પછી તે કદીયે લાલ ટેકરી ઉપર ફરીથી ડોકાયો નહીં.





# કીડી જલ્દી જલ્દી ઘરે જાય છે

ઊંચે વૃક્ષની એકદમ ટોચ ઉપર ચઢીને કીડીએ નીચે જોયું. મહામુશ્કેલીએ તે પોતાના દરને ઓળખી શકી. તે એક પાંદડા ઉપર બેસી ગઈ અને મનમાં ને મનમાં બોલી, "હું અહીં થોડી વાર આરામ કરીશ અને પછી ફરીથી નીચે જતી રહીશ."

કીડી કુટુંબનાં નિયમો બહુ કડક હોય છે: જેવો સૂરજ આથમવા લાગે છે કે તરત જ કીડીઓએ પોતાના ઘરે જલ્દી જલ્દી પહોંચી જવું જોઈએ. જ્યારે સૂરજ પૂરો આથમી જાય છે ત્યારે તેઓ પોતાનાં દર બંધ કરીને સૂઈ જાય છે. જો કોઈ કીડી મોડી પડે તો તેણે રાત બહાર જ ગાળવી પડે છે.

સૂરજ જંગલની તરફ ડૂબી રહ્યો હતો, પણ કીડી હજુ પણ પાંદડા ઉપર જ બેઠી હતી. "મારી પાસે હજુ ઘણો સમય છે. નીચે દોડી જવામાં કંઈ વધારે સમય નહીં લાગે," તેણે મનમાં વિચાર્યું.

જે પાંદડા ઉપર તે બેઠી હતી તે બિલકુલ સારું પાંદડું નહોતું. તે એકદમ સૂકું અને પીળું પડી ગયેલું હતું. એકદમ હવાનાં ઝોકાં સાથે તે ડાળીથી છૂટું પડી ગયું અને જંગલ તરફ હવા સાથે ખેંચાઈ ગયું. ત્યાંથી ઊડતું ઊડતું નદી ઉપર અને ગામથી દૂર ખેંચાઈ ગયું.

કીડી બિચારી પોતાની વ્હાલી જિંદગીને બચાવવા પાંદડા ઉપર જ લટકતી રહી.

હવાની સાથે પાંદડું ગામની પેલે પાર ગોચર તરફ ખેંચાઈ ગયું અને ત્યાં તે એક ખડક ઉપર પડી ગયું. ખડક સાથે ટક્કર લાગવાના કારણે કીડીનાં પગે ઈજા થઈ.

"હવે હું મરી ગઈ. હું હવે કદીયે ઘરે પાછી નહીં જઈ શકું. જો મારાં પગે ઈજા ન થઈ હોત તો તો હું જલ્દી જલ્દી ઘરે પહોંચી ગઈ હોત, કારણ કે આ તો બિલકુલ સપાટ પ્રદેશ છે. બીજાં જીવો કરી શકે છે, પણ હું તેમ નથી કરી શકતી. હું મારી જાતને ધકેલી શકી હોત." જમીન ઉપર પડી પડી તે આમ વિચારતી હતી.

કીડીએ આમતેમ ચારેબાજુ જોયું તો ત્યાં એક ઇંચ-કીડો હતો. તે જોવામાં બીજાં બધાં કીડા જેવો જ હતો. માત્ર ફરક એટલો હતો કે તેને આગળ અને પાછળ બંને બાજુ પગ હતાં.

"ઇંચ-કીડા, ઇંચ-કીડા, તું મને ઘરે નહીં લઈ જાય? મારાં બધાં જ પગ ખૂબ જ દુઃખે છે," કીડીએ કહ્યું.

"તું મને કરડીશ તો નહીં, કરડીશ?"

"ના."

"સારું. તો પછી આવી જા."

કીડી ઇંચ-કીડાની પીઠ ઉપર ચઢી ગઈ. ઇંચ-કીડાએ પોતાની પીઠ વાંકી કરી અને પોતાનાં પાછલાં પગ આગળ લાવ્યો. તેણે તેમને પોતાના આગળના પગ આગળ ગોઠવ્યા કે જેથી તેની પૂંછડી બિલકુલ તેના માથાની પાછળ રહે. પછી એકદમ તેણે પોતાના આગળના પગ જમીનથી ઉઠાવી હવામાં એવી રીતે સીધા કર્યા કે જેથી તે એકદમ સીધો ઊભો રહી શકે. પછી તે એકદમ લાકડીની જેમ સીધો નીચે પડયો. જમીન ઉપર પોતાની ઊંચાઈ માળીને તેણે ફરીથી પોતાની પીઠ વાંકી વાળી. અને આમ તે જમીન માપતો માપતો આગળ વધ્યો. તે દરમિયાન કીડી





ઉપર-નીચે ઊડી રહી હતી, પગ ઉપર અને માથું નીચે એમ વારંવાર ઉપર-નીચે થતી રહી.

"હું વધારે સમય આ ચલાવી નહીં શકું! થોભી જા, નહીં તો હું તને ચટકો ભરીશ!"

ઇંચ-કીડો રોકાઈ ગયો અને જમીન ઉપર લાંબો થઈને પડયો. કીડી કૂદી ગઈ. મહામુશ્કેલીએ તેણે શ્વાસ ખેંચ્યો.

તેણે આમતેમ ચારેબાજુ જોયું તો ત્યાં વાઢેલાં ઘાસથી ઢંકાયેલું ગોચર હતું. તેની બાજુમાં લાંબા પગવાળું જીવડું ચાલતું હતું. તેના પગ કાખલાકડી જેવાં દેખાતાં હતાં અને તેમની વચ્ચે તેનું માથું ઉપર-નીચે ડોલતું હતું.

"કરોળિયા, કરોળિયા, તું મને ઘરે નહીં લઈ જાય? મારાં બધાં જ પગ ખૂબ જ દુ:ખે છે."

"સારું. આવી જા."

કરોળિયાના ઘૂંટણ સુધીના પગ ઉપર કીડીને ચઢવાનું હતું, અને પછી તેનાં ઘૂંટણ તેની પીઠ તરફ ઢળતાં રહેતાં હતાં, કારણ કે લાંબા પગવાળા કરોળિયાના ઘૂંટણો તેની પીઠ કરતાં ઊંચાં હતાં.

કરોળિયાએ પોતાની કાખલાકડીને આમતેમ હલાવવાનું શરૂ કર્યું. તેનાં આઠે પગ ઉપર-નીચે ઊડવા લાગ્યાં. તેના કારણે કીડીનું માથું ગોળ ગોળ ઘૂમવા લાગ્યું. જોકે કરોળિયો ઝડપથી નહોતો ચાલતો, સાચું પૂછો તો, વાસ્તવમાં તે પોતાના પેટને જમીનની સાથે ઘસડી રહ્યો હતો.

આ જાતની કરોળિયાને વળગીને થતી સવારીથી કીડી થોડી જ વારમાં કંટાળી ગઈ. જ્યારે તેઓ એક સપાટ એવા રસ્તા સુધી પહોંચ્યા ત્યારે કીડી કરોળિયાને કરડવાની તૈયારીમાં જ હતી.

કરોળિયો રોકાઈ ગયો. "ઊતરી જા. પેલો વાંદો દેખાય છે? તે સ્કૅરેબ વાંદો છે, અને તે મારા કરતાં વધારે ઝડપી છે."

કીડી ઊતરી ગઈ. "વાંદા, વાંદા, તું મને ઘરે નહીં લઈ જાય? મારાં બધાં જ પગ ખૂબ જ દુ:ખે છે."

"સારું, ચઢી જા ઉપર. તું મારી સાથે સવારી કરી શકે છે."

જેવી કીડી વાંદાની પીઠ ઉપર સરકી ગઈ કે તરત જ તેઓ નીકળી પડયાં અને એકદમ-જ ઝડપ પકડી લીધી. વાંદાનાં પગ ઘોડાના પગની જેમ બિલકુલ સીધાં હતાં, પાણીદાર ઘોડાના જેવા છ પગે તે એકદમ એવો તો પૂરપાટ વેગે ચાલવા લાગ્યો. જાણે તે ઊડતો ન હોય.

થોડી જ વારમાં તેઓ બટાકાના ખેતર પાસે પહોંચી ગયા.

"નીચે ઊતરી જા. હું આવી ઉપર અને નીચે જતી ક્યારીઓ પરથી પસાર નહીં થઈ શકું. તે મારા માટે બહુ મુશ્કેલ છે. વધારે સારું એ થશે, કે તું કોઈ બીજો ઘોડો શોધી લે."



કીડીને માટે બીજો કોઈ રસ્તો નહોતો. તેને ઊતરી જવું પડ્યું.

જ્યાં સુધી કીડીને સંબંધિત હતું, ત્યાં સુધી બટાકાનાં આ નાનાં નાનાં છોડવાં જંગલ બરાબર હતાં. જો તેના પગ દુઃખતા ન હોત તો, પણ તે ખેતરને પાર કરવા માટે તેને આખો દિવસ લાગત. સૂરજ થોડી જ વારમાં આથમી જવાનો હતો. પછી ત્યાં જ કીડીએ ચીચિયારી સાંભળી: "આવી જા, કીડી, મારી પીઠ ઉપર ચઢી જા અને આપણે જતાં રહીશું!"

કીડી, તે કોણ હતું, તે જોવા પાછળ ફરી. તેણે નાનકડું ચાંચડ જોયું. ચાંચડ કીડી કરતાં પણ નાનું હતું.

"તું મને કદીયે જમીનથી ઉપર નહીં ઊઠાવી શકે. જો તો ખરો, તું કટેલો નાનો છે."

"તું એમ માને છે કે તું બહુ મોટી છે? આવી જા, ઉપર ચઢી જા."

છેવટે કીડી ચાંચડની પીઠ ઉપર બેસી ગઈ, જોકે તેનાં પગ તો બાજુ ઉપર લટકતાં હતાં.

"બધું બરાબર છે?"

"હું તેમ માનું છું."

"બરાબર ચોંટી રહેજે."

ચાંચડે પોતાનાં મજબૂત પાછલા પગ પોતાની અંદર સંકોરી લીધાં. જ્યારે તેઓ વળી ગયાં ત્યારે તેઓ બિલકુલ નાની સ્પ્રીંગો જેવાં લાગતાં હતાં. કિલક!





તેઓ હવે બીજી ક્યારીમાં હતાં. ક્લિક! તેઓ હવે ત્રીજી ક્યારી ઉપર હતાં. અને આમ તેઓ વાડ સુધી પહોંચ્યાં ત્યાં સુધી કૂદતા રહ્યાં.

"તું આ વાડ કૂદી શકીશ?" કીડીએ પૂછ્યું.

"ના, તે બહુ ઊંચી છે. ખડમાકડીને પૂછ. તે કૂદી શકશે."

"ખડમાકડી, ખડમાકડી, તું મને ઘરે નહીં લઈ જાય? મારાં બધાં જ પગ ખૂબ દુ:ખે છે."

"આવી જા."

કીડી ખડમાકડીની પીઠ ઉપર ચઢી ગઈ.

ખડમાકડીએ પોતાના પાછલાં પગ અડધાં વાળ્યાં અને પછી એકદમ ઝડપથી તેમને બહાર સીધાં કર્યાં. આમ કરતાં તે એકદમ ઊંચે હવામાં પહોંચી ગઈ, જાણે કે તે ચાંચડ હોય, પણ પછી એકદમ જ ખડમાકડીએ મોટા કડડડ... અવાજ સાથે પોતાની પાંખો ઉઘાડી અને વાડની ઉપરથી ઊડી ગઈ. બીજી બાજુ જમીન ઉપર તેઓ ધીમે ધીમે ઊતર્યાં.

"હું અહીંથી આગળ નહીં જઈ શકું. તારે અહીં જ ઊતરી જવું પડશે."

કીડીએ થોડેક દૂર એક નદી જોઈ. તે કદીયે નદીની પાર તરીને જઈ શકવા સમર્થ નહોતી.

સૂરજ હવે ઘણો નીચે નમી ગયો હતો.

"હું નદીને કૂદી પણ નહીં શકું. તે તો બહુ જ પહોળી છે. પણ થોભી જા! હું જળ-કીડાને બોલાવીશ. તે તને નદીની પેલે પાર લઈ જશે," ખડમાકડીએ કહ્યું. તેણે ચીરતો અવાજ કર્યો. તરત જ પગ ઉપર એક નાનકડી હોડી ધીરે ધીરે પાણી ઉપર સરકતી આવી. જ્યારે તે પાસે આવી ત્યારે કીડીએ જોયું કે તે હોડી નહોતી—પણ જળ-કીડો હતો.

"જળ-કીડા, જળ-કીડા, તું મને ઘરે નહીં લઈ જાય? મારાં બધાં જ પગ ખૂબ જ દુ:ખે છે."

"સારું. આવી જા."

જેવી કીડી જળ-કીડાની પીઠ ઉપર ચઢી ગઈ, કે તરત જ તે પાણી ઉપર એવી રીતે નીકળી પડયો. કે જાણે જમીન ઉપર જ ન ચાલતો હોય.

તે દરમિયાન સૂરજ લગભગ આથમી જ ગયો હતો.

"તું વધારે ઝડપથી નહીં જઈ શકે? જરા પ્રયત્ન કર. જો હું મોડી પડીશ તો તેઓ મને અંદર નહીં ઘૂસવા દે."

"હું પ્રયત્ન કરીશ," જળ-કીડાએ કહ્યું અને જેટલી ઝડપથી દોડી શકે તેટલી ઝડપથી દોટ લગાવી. પોતાનાં પાછલાં પગ વતી જોરથી ધક્કા મારતો અને પછી જાણે બરફ ઉપર સરકતો હોય તેમ સરકવા લાગ્યો. થોડી જ વારમાં તેઓ બીજા કિનારે પહોંચી ગયાં.





"તું જમીન પર ચાલી નથી શકતો?"

"ના, તે તો અત્યંત અઘરું છે, કારણ કે મારાં પગ ત્યાં સરકી ન શકે. અને વળી, આગળ જંગલ છે. વધારે સારું તો તે થશે કે તું પોતાનો બીજો ઘોડો શોધી લે."

કીડીએ આમતેમ જોયું. જંગલનાં વૃક્ષો ઊંચે આકાશને અડકતાં હતાં, અને સૂર્ય વૃક્ષોની પાછળ આથમી ગયો હતો. અરે બાપરે! તે હવે કદાપિ સમયસર ઘરે નહીં પહોંચી શકે.

"તારા માટે એક ઘોડો આ બાજુ આવી રહ્યો છે," જળ-કીડાએ કહ્યું.

સાચે જ, ત્યાં એક મોટો બેડોળ માકડ કીડો હતો. ના, તેવો ઘોડો કદાપિ નહીં ચાલે! તેમ છતાં, કીડીએ જળ-કીડાની સલાહ માની લીધી અને કહ્યું, "માકડ, માકડ, તું મને ઘરે નહીં લઈ જાય? મારાં બધાં જ પગ ખૂબ જ દુઃખે છે."

"તું ક્યાં રહે છે?"

"જંગલની પેલે પાર કીડી-દરમાં."

"એ તો બહુ લાંબો રસ્તો છે. સારું, ઠીક છે! ઉપર આવી જા."

કીડી માકડની સખત બાજુ ઉપર ચઢી ગઈ.

"ઠીક રીતે ગોઠવાઈ ગઈ?"

"હા."

"તું ક્યાં છે?"

"તારી પીઠ ઉપર."

"ઓ મૂરખ, મારા માથા ઉપર આવી જા."

કીડી માકડના માથા ઉપર ચઢી ગઈ. તેમ કરીને તેણે સારું કર્યું, કારણ કે

ક્ષણ વાર પછી માકડની પીઠ બે ભાગમાં વહેંચાઈ ગઈ અને તેની બે સખત પાંખો બની ગઈ. જે ઉપર અને નીચે બંને બાજુએથી બિલકુલ ડોયા જેવી લાગતી હતી.

થોડી જ વારમાં માકડે પોતાની સખત પાંખો ઊંચી કરી, ત્યાં જ પારદર્શક, મુલાયમ પાંખોની જોડ તેમની અંદરથી ઊઘડી. મુલાયમ પાંખો ઉપરની સખત પાંખો કરતાં લાંબી અને પહોળી હતી.

"હફ, હફ, હફ!" જાણે મોટર ચાલુ કરતો હોય તેવો અવાજ કરતો માકડ ઊપડયો.

"તું જરા ઉતાવળ નહીં કરી શકે? જરા વધારે, મહેરબાની કરીને?"

માકડે જવાબ ન આપ્યો. તે હફ-હફ કરતો જ રહ્યો. પછી તેની નાની પારદર્શક અંદરની પાંખો હાલવા લાગી. તેઓ વધારે ને વધારે ઝડપથી ચાલવાં લાગ્યાં. ઝ!.. ઝ!.. ઝ!.. ટક્-ટક્-ટક્! શીશીનો બૂચ જેવી રીતે એકદમ હવામાં બહાર નીકળે તેમ માકડ સીધો થઈ ગયો. ઊંચે ને ઊંચે વૃક્ષની ટોચો ઉપર તે જતો હતો.

આટલી બધી ઊંચાઈએથી કીડીએ સૂરજની કોરને ધરતીને અડકતી જોઈ. તેઓ જેટલી ઝડપથી જતાં હતાં કે કીડીનો તો શ્વાસ જ અદ્ધર રહી ગયો હતો. ઝ!.. ટક્-ટક્-ટક્! માકડ બંદૂકની ગોળીની જેમ હવા કાપતો જતો હતો.

નીચે દેખાતું જંગલ પૂરું થઈ ગયું હતું. ત્યાં તેની નીચે તેનું જાણીતું બર્ચ વૃક્ષ અને કીડી-દર હતું. જ્યારે તેઓ બિલકુલ બર્ચ વૃક્ષની ટોચ ઉપર પહોંચ્યા ત્યારે માકડે પોતાની મોટર વાળી અને એક ડાળખી ઉપર ધડીમ દઈને પડયો.

"હું નીચે કેવી રીતે જઈ શકીશ? મારાં પગે હજુ પણ દુ:ખે છે. હું ચોક્કસ મારી ડોક તોડી કાઢીશ."

માકડે પોતાની મુલાયમ પાંખોને વાળી દીધી. અને પછી ઉપરની સખત પાંખો વડે તેમને ઢાંકી દીધી. બહુ જ સંભાળપૂર્વક મુલાયમ પાંખોની કિનારીઓને સખત ડોયામાં સંકોરી લીધી. તે એક ક્ષણ ચૂપ રહ્યો અને પછી કહ્યું: "હું નથી જાણતો કે તું કેવી રીતે નીચે જાય, પણ હું એટલું જાણું છું કે હું તને નથી લઈ જવાનો. તમે, કીડીઓ, બહુ જોરથી ચટકા ભરો છો. તેથી સારું એ રહેશે કે તું ગમે તેમ રીતે પોતાની મેળે સગવડ કરી લે."

કીડીએ ઝાડની નીચે પોતાનું ઘર જોયું. પછી સૂરજ તરફ જોયું. અડધો સૂરજ તો ધરતીમાં સમાઈ પણ ગયો હતો.

કીડીએ ચારે બાજુ જોયું, પણ ત્યાં માત્ર પાંદડા અને ડાળીઓ, ડાળીઓ અને પાંદડાં જ હતાં...

તે હવે કદી સમયસર ઘરે નહીં પહોંચી શકે. અને તે નીચે એકદમ ઊતરી પણ નહોતી શકતી!

ત્યાં જ અચાનક નજીકનાં એક પાંદડા ઉપર તેણે ઈયળ જોઈ. તે રેશમનો દોરો કાંતતી હતી અને એક નાનકડી ડાળખીની ફરતે વીંટી રહી હતી.

"ઈયળ, ઈયળ, તું મને નીચે ઊતરવામાં મદદ નહીં કરે? હવે મારા માટે એક મિનિટ જ બાકી રહી છે. જો હું મોડી પડીશ તો મારે આખી રાત બહાર જ વિતાવવી પડશે."

"મને હેરાન ન કર, તું જોઈ નથી શકતી કે હું કામમાં છું?"

"બધાંએ મને મદદ કરી. કોઈએ મને ધુત્કારી નથી. તું એકલી જ એવી છે કે જે મને મદદ કરવા ઈચ્છતી નથી." આમ કહી કીડી ઈયળની તરફ કૂદી અને જોરથી તેને ચટકો ભર્યો.

ઈયળ એકદમ સ્તબ્ધ થઈ ગઈ. તે ગૂંચળું વળી ગઈ અને પાંદડાની ફરતે વીંટળાઈ ગઈ. કીડી પણ સખત રીતે બંધાઈ ગઈ.

તેઓ વધારે દૂર જઈ નહોતાં પડયાં, કારણ કે કંઈક અથડાયું અને તેઓ લટકી ગયાં, અને પછી તેઓ રેશમના દોરા ઉપર આગળ અને પાછળ ઝૂલવાં લાગ્યાં. તેમની ઉપર દોરો એક નાની ડાળી સાથે જોડાયેલો હતો. કીડી અને ઈયળ જાણે ઝૂલા ઉપર ઝૂલતા હોય તેમ આગળ અને પાછળ ઝૂલી રહ્યાં હતાં. ઈયળનાં પેટમાંથી કંતાતો દોરો ખેંચાઈને લાંબો અને લાંબો થતો રહ્યો, તેમ છતાં પણ કદીયે તે તૂટી ન ગયો.

કીડી અને ઈયળ આમ જમીનની વધારે ને વધારે નજીક પહોંચી રહ્યાં હતાં.

તે દરમિયાન બધી જ કીડીઓ પોતપોતાનાં દરને બંધ કરવામાં વ્યસ્ત હતી. થોડી જ વારમાં બધાં જ દર બંધ થઈ ગયાં, પણ માત્ર એક જ દર ખૂલ્લું હતું.

કીડીએ ઈયળને ઘસડી અને અંદર ઘૂસી ગઈ.

બિલકુલ તે જ ક્ષણે સૂરજ આથમ્યો.





# પહેલો શિકાર

ગલૂડિયું ફળિયામાં મરઘડાંની પાછળ દોડાદોડીથી કંટાળી ગયું.

"હવે તો જઈને જંગલી પશુપંખીઓનો શિકાર કરવો છે," તેણે ફેંસલો કરી લીધો.

તે દરવાજા નીચેથી સરકીને બીડ તરફ દોડી ગયું.

જંગલી પશુપંખીઓ અને જીવડાંઓએ ગલૂડિયાને આમતેમ દોડતું જોયું. તેઓ સૌ મનમાં વિચારવા લાગ્યાં.

બીટર્ન પંખીને થયું: "આને બેવકૂફ બનાવું!"

હૂપૂ પંખીને થયું: "આને હેરતમાં નાખી દઉં!"

રાયનેક પંખીને થયું: "આને ગભરાવી નાખું!"

કાકીડાને થયું: "આને એવી થાપ આપું કે બસ!"

ઈયળો, પતંગિયાં, અને તીડ વિચારવા લાગ્યાં: "ક્યાંક છુપાઈ જઈએ!"

ગોલંદાજ વંદાને થયું: "આને હાંકી કાઢું!"

"સૌ બચાવ કરી શકે એમ છે, દરેક પોતાની રીતે!" તેઓ મનમાં વિચારવા લાગ્યાં.

એટલામાં ગલૂડિયું તળાવડીઓ પહોંચી ગયું અને જુએ છે તો બીટર્ન બરુની ઝાડી નજીક એક પગે ઊભું હતું. પાણી તેના ગોઠણને આંબી જતું હતું.



ગલૂડિયાને થયું : "વાહ ! આને અબઘડી પકડી લઉં !" તે પંખીની પીઠ ઉપર કૂદવા તૈયાર થઈ ગયું. પણ બીટર્ન તેની તરફ નજર નાખીને સડસડાટ બરુની ઝાડીમાં ઘૂસી ગયું.

તળાવડી ઉપર પવન ફૂંકાતો હતો, બરુ વળતાં હતાં અને ડોલતાં હતાં :

આગળ પાછળ,
આગળ પાછળ.

ગલૂડિયાની આંખો સામે રાતી અને પીળી પટ્ટીઓ ડોલતી હતી :

આગળ પાછળ,
આગળ પાછળ.

બીટર્ન બરુની ઝાડીમાં ઊભું હતું, તેની આખી કાયામાં રાતી અને પીળી પટ્ટીઓ ચીતરેલી હતી. તે ઊભું ઊભું ડોલતું હતું :

આગળ પાછળ,
આગળ પાછળ.

ગલૂડિયું આંખો ફાડીને તાકતું રહ્યું અને તાકતું રહ્યું, પણ તેની નજર ઝાડીમાં બીટર્નને પકડી ન શકી.

"અરે! આ બીટર્ને તો મને બેવકૂફ બનાવી દીધું!" તેને થયું. "મારે બરુની ખાલી ઝાડીમાં ઠેકડો નથી મારવો, બિલકુલ નહિ! બીજું કોઈ પંખી પકડી લઈશ."

તે દોડતું જઈને ટીંબા ઉપર ચડી ગયું. નજીકમાં ભોંયે હૂપૂ બેઠું હતું. પંખી પોતાની કલગીનો ખેલ કરતું હતું, ઘડીક પહોળી ખોલી નાખે, ઘડીક સખત ભીડી લે.

"વાહ! ટીંબેથી આની ઉપર તરાપ મારું, આ ઘડીએ જ!" ગલૂડિયાને થયું.

પણ હૂપૂ જમીન સરસું લપાઈ ગયું. તેણે પાંખો ફેલાવી દીધી, પૂંછડી ખોલી નાખી, અને ચાંચ હવામાં ઊંચી કરી દીધી.

ગલૂડિયું તો એકીટસે તાકી જ રહ્યું. પંખી કશે હતું જ નહિ, ખાલી એક બહુરંગી ચીંથરું નજરે પડતું હતું, તેમાંથી વાંકી સોય ઊપસી આવેલી હતી.





ગલૂડિયું હેરતમાં પડી ગયું. હૂપૂનું શું થયું?

"આ ચીંથરાને મેં પંખી માની લીધું હશે? ખરેખર? હવે ઝટ જઈને કોઈ નાનું પંખી પકડું!"

તે ધસમસાટ એક ઝાડ પાસે પહોંચી ગયું. સાચેસાચ એક નાનકડું પંખી નજરે પડયું, નીચી ડાળીએ બેઠું હતું, રાયનેક.

ગલૂડિયું તેને પકડવા ધસી ગયું, પણ પંખી ઝાડની બખોલમાં ઘૂસી ગયું.

"વાહ રે વાહ! સપડાઈ ગયું બરાબરનું!" ગલૂડિયાને થયું. તે પાછલા પગે ઊભું થઈને બખોલમાં ડોકાણું. કાળા બાકોરામાં કાળો સાપ વળ ખાતો હતો અને ખોફનાક ફૂંફાડા મારતો હતો.

ગલૂડિયું એકદમ ઠેકડો મારતું પાછળ ખસી ગયું. તેનાં રૂંછાં ખડાં થઈ ગયાં. તે દોટ મૂકીને ભાગી ગયું. રાયનેક પંખી ઝાડની બખોલમાંથી તેની તરફ ફૂંફાડા મારતું રહ્યું. તેણે માથું ફેરવ્યું, અને તેની આખી પીઠે કાળાં પીંછાંની પટ્ટીનું ગૂંચળું વળી ગયું, જાણે ખરેખરો સાપ જોઈ લો!

"બાપ રે! ખરી દહેશત લાગી ગઈ! પગ માંડમાંડ આઘો લઈ ગયા મને, પણ બરાબર વખતસર! હવે કોઈ પંખીનો શિકાર નથી કરવો. બહેતર છે કે કાકીડાને પકડી લઉં."

કાકીડો આંખો મીચીને મોટા પથ્થર ઉપર બેઠો હતો, મોજથી તડકામાં ગરમાવો લેતો હતો.

ગલૂડિયાએ ચૂપચાપ તેની તરફ સરકીને ઠેકડો માર્યો અને પૂંછડી પકડી લીધી.

કાકીડો આંચકો મારીને છૂટી ગયો અને સરકીને પથ્થર નીચે ભરાઈ ગયો. તેની પૂંછડી ગલૂડિયાના ભીડેલા દાંતમાં ભરાયેલી રહી ગઈ.

પૂંછડી ગલૂડિયાના દાંતમાં હલતી હતી.

ગલૂડિયાએ ઘુરકાટ કર્યો, પૂંછડી હેઠે નાખી દીધી, અને કાકીડાની દિશામાં ધસારો કર્યો. અરે ક્યાં ગયો? પણ કાકીડો તો ક્યારનો પથ્થર નીચે ભરાઈને બેઠો હતો અને નવી પૂંછડી ઉગાડી રહ્યો હતો.

"ભલે, કાકીડો તો છટકી ગયો, હવે ખાલી થોડાંક જીવડાં પકડી લઉં!" ગલૂડિયાને થયું.

તેણે આસપાસ નજર ફેરવી. ભોંયે વંદા દોડાદોડી કરતા હતા. ઘાસમાં તીડ ઠેકડા મારતાં હતાં. ડાળીઓએ ઇયળો સરકતી હતી. અને હવામાં પતંગિયાં ઊડતાં હતાં.

ગલૂડિયાએ તેમને પકડી પાડવા દોડાદોડી કરી મૂકી. પણ એકાએક બધું પલટાઈ ગયું. જાણે ખાસ જાતનું ચિતરામણ હતું: બધા બરાબર ત્યાં જ હતાં, પણ ગલૂડિયાને કોઈ દેખાતું નહોતું. સૌ છુપાઈ ગયાં હતાં.





